# દારૂલ ઉલુમ દેવબંદ

જેનાથી આપણા બધાનો જઝબાતી સંબંધ છે
નામ એ દાનીશગાહ નુ દારૂલ ઉલુમ દેવબંદ છે

પેદા થયા અહીંયાથી ઈલ્મના વિધવાન છે
દુનિયા આપે એમને માન સન્માન છે

આજે પણ મોજુદ મોટા મોટા ઉલમા છે
જેમની મહબ્બત મુસલમાનના દીલોમા છે

દરેક મોકા પર કરતા હોય જે આપણી દોરવણી છે
અસાતીઝાએ કરી ખુબ એમની કેળવણી છે

દેવબંદ ઈલ્મ નો ખુબસુરત તાજ છે
દરેક મોમીનને એના ઉપર ખુબ નાઝ છે

મુસલમાનો ના દીલો પર કરે એ રાજ છે
પ્રશંશા થતી ઠેરે ઠેર એની આજ છે

અહલે બાતીલના દીલો પર એની ધાક છે
દુનિયામા ના જાણે કેટલી એની શાખ છે

આખા જગતમાં આજે એની ચર્ચા છે
અહલે ઈમાન પુરા પાડે એના ખર્ચા છે

અકાબીર ના ઈખલાસ નો આ અષર છે
કે સો વર્ષથી વધુ થયા જારી એનો સફર છે

વજુદ એનો મુસલમાનો માટે રહમત છે
ખુદાની એ ખુબ મોટી નેઅમત છે

છે દુઆ સલામની એ સદા સલામત રહે
ઈલ્મની રોશની ફેલતી એનાથી તા કયામત રહે

જરૂરિયાત એની ગેબથી પુરી થતી રહે
દરેક બુરી નજરથી માદરે ઈલ્મી બચી રહે

...સલામ લાજપુરી...

# .....મદીના શરીફ......

મદીના કેવું મુબારક શહેર છે શું વાત કરૂ
વર્ષોથી દીલની ચાહત છે કે જીયારત કરૂ

જઈ મદીના મસ્જિદે નબવી મા નમાઝ પઢું
પછી રવઝએ રસુલ પર સલાતો સલામ પઢું

થશે એક દીન તો મદીના મારી હાજરી
ખુદા સાંભળશે મારી દુઆ છે મને ખાત્રી

છે કેટલું પવિત્ર નબીએ મુરસલ નું નગર
ઉતરેછે જયાં ખુદાની રહમત શામો સહર

છે ત્યાંની ફીઝા ઉમદહ અને ખુશગવાર
થયો જયાંથી ઈસ્લામનો પુરા આલમમા પ્રચાર

જોય નબીનુ નગર દરેક મોમીનની તમન્ના હોય છે
મદીના હાજરીના સપના એ દીન રાત જોય છે

... સલામ લાજપુરી...

...ઇલ્મની ફઝીલત......

છે ઈલ્મની ઘણીંજ ફઝીલત
આપણા દીનમા

હોવો જોઈએ ઈલ્મનો શોખ
આપણા દીલમા

ખુદાએ ખુદ કહયુ છે
રસુલે અકરમને

કરતા રહો દુઆ
રબ્બી ઝીદની ઈલ્મા

...સલામ લાજપુરી...

......રાહત વોટર વર્કસ.....

બનીછે ગામમાં પાણીની ટાંકી નામ જેનુ રાહત છે
એના બનવાથી ગામવાસીઓને થઈ ગઈ ખુબ રાહત છે

મીઠુ જલ વસ્તીવાળાને મળતુ રહે
ડોનેટરોની એજ ચાહત છે.

જે કોઈ પણ સારૂ કાર્ય કરે એની
સરાહના કરવુ સલામની આદત છે

...સલામ લાજપુરી...

..હુસેની ખાનકાહ મસ્જિદ લાજપુર.....

આજનો આ ખુબજ મુબારક પ્રસંગ છે
ખુશી મહસુસ કરી રહ્યો બદનનો અંગ અંગ છે

મસ્જિદ બની થઈ ગઈ તૈયાર છે
ખતમ થયો સૌનો ઇન્તીઝાર છે

મસ્જિદ બનાવવાની વારીદ ઘણી ફજીલત છે

બનાવનારની ખુદાની નજરમાં ખુબ કદરો મંજીલત છે

છે હદીશનો મફહુમ જે બનાવે ખુદાનુ ઘર છે
ખુદા બનાવે એના માટે જન્નત માં ઘર છે

દરેક મુઆવીનીનના અમે શુક્રગુજાર છે
એ વાકેઈ મુબારકબાદી ના હકદાર છે

સૌને એક અગત્યની વાત યાદ રાખવાની છે
પાંચ નમાઝો મસ્જિદ મા આવી અદા કરવાની છે

વાત બીલ્કુલ સાફ અને સીધી સાદી છે
મસ્જિદ નો અસલ હેતુ એની આબાદી છે

જે મસ્જિદ ને આબાદ રાખશે
ખુદા પણ એમને આબાદ રાખશે

નમાઝ દીનનો એક અહમ ફરીઝો છે
ખુદા સુધી પહોંચવાનો અગત્ય નો વસીલો છે

નમાઝ ને ખુદાએ બખશી અઝીમ શાન છે
માટેજ એના માટે પઢવામાં આવતી અઝાન છે

નમાઝ ઈમાનની અહમ અલામત છે
રહેતુ એનાથી ઈમાન સલામત છે

શરીઅતમાં આ વાત બીલ્કુલ સાફ છે
આમ હાલાત માં નમાઝ નથી માફ છે

રોજે મહશર નમાઝ નો અવ્વલ સવાલ થશે
બીજા આઅમાલ નો બાદ એના હીસાબ થશે

દુનિયા માં જે રહયો નમાજી હશે
બારી તઆલા એનાથી રાજી હશે

માટે નમાઝ સદા અદા કરશો
મરતે દમ તક ના કદી કજા કરશો

આદાબે મસ્જિદ નો પણ ખાસ ખયાલ રાખશો
દાખલ થતી વખતે પાકી નાપાકીનું ધ્યાન રાખશો

આદાબે મસ્જિદ ના વિરૂદ્ધ ના કોઈ કામ કરશો
આ વાત પર અમલ રોજ સુબહો શામ કરશો

રસુલેપાક અલયહીસ સલામ નો ઈરશાદે આલી છે
બયતુલ્લાહ બનાવવું સદકએ જારી છે

સલામ ના ખાદીમીને મસ્જિદ ને સલામ છે
એમની ખુશ બખતીમાં ક્યાં કોઈ કલામ છે

... સલામ લાજપુરી...

.કોવીડ કોવીડ ની જે વબા છે
નથી કોઈ એની દવા છે

ફીઝામા પણ મોજુદ
જહરીલી હવા છે

એક બીજાને અડવાની પણ
ડોક્ટર્સે કરી મના છે

આ બીજુ કંઈ નઈ
પાપ ની સજા છે

વીના કારણ ઘર બહાર જવુ નહીં
એવા ઓર્ડર જારી થયા છે

લોકો ઘરમાં બેસી બેસીને
ખુબજ કંટાળી ગયા છે

લોકો એકમેક ને ફોન કરી કહે છે
કે યાર આ શું દિવસ આવી ગયા છે

હાં બાળકો ખુબજ ખુશ છે
એમના સારા દિવસો આવી ગયા છે

કેમકે સ્કુલ મદરેસા બંધ છે
માટે એ તો જાણે ફાવી ગયા છે

રહી મુસાફીરો ની વાત

બેચારાઓના પ્રોબ્લેમ વધી ગયા છે

કેટલાક લોકો તો બેચારા
ગેર મુલ્ક મા ફસી ગયા છે

રોજ મોતના આંકડા વાંચી
સૌ ખુબજ ડરી ગયા છે

રોજ નવી સવારે ખુદને કહે છે
યાર આપણે આજે પણ બચી ગયા છે

હતા જે જાન થી પણ પ્યારા
એવા ઘણાં જગત છોડી ગયા છે

બીમારી એટલી ફેલાઈ ગઈ છે કે
હોસ્પિટલોમાં બેડ પણ ગટી ગયા છે

આઝાદી કેટલી મોટી નેઅમત છે
નાના મોટા દરેક જાણી ગયા છે

....સલામ લાજપુરી...

.......એક કડવી હકીકત......

દરેક ચઢતી ને છે એક દિવસ પડતી
પછી પણ આદમીને સમજ નથી પડતી

મલે એને પાવર તો ખુબ ઈતરાય છે
ગરીબોને મળવાથી પણ કતરાય છે

પોતાને માનીંદ ફીરઓન સમજે છે
ખુદની જાતને જાણે ડોન સમજે છે

માતહતોને ખુબજ હકીર સમજે છે
સૌને ગોયા ફકીર સમજે છે

... સલામ લાજપુરી...

..સંતાન.. આજના યુગની જે સંતાન છે
માં બાપ એમનાથી પરેશાન છે

માં બાપ નુ કહયુ સાંભળતી નથી
એમનો એહતેરામ પણ જાણવતી નથી

કંઈ પણ કહો સામો જવાબ આપે છે
એજ્યુકેશનમાં પણ જુવે તેવુ કયાં ધ્યાન આપે છે

મોબાઇલની લાગી એમને અજબ લત છે
બીજી કોઈ વસ્તુથી કયાં કોઈ મતલબ છે.

કદી ઈન્સ્ટા કદી એફબી તો કદી યુ ટ્યૂબમા મસ્ત છે
બધી સલાહીયતો ને આ વસ્તુઓ એ કરી નાંખી નષ્ટ છે

... સલામ લાજપુરી...

......ય.કે થી લાજપુર આમદ પર ....

આવી પહોંચ્યો છુ લાજપુર ગામમા
ચમકી રહયાછે તારા આકાશમા

સાંભળી અઝાન ખુલી ફીઝામા
હતો દર્દ મુઅઝઝીનની નીદામા

છલકતોછે પ્રેમ બુઝુરગોની દરેક અદા મા
પુછો ખબર અંતર તો કહેછે હાં હુંછું મજામા

છેલ્લા સફરમા થઈ હતી જેમના સાથે મુલાકાત
એમાંથી અમુક લોકો નથી હવે આ જહાંમા

શું કરી શકે કોઈ ફેસલએ કઝામા
મોમીન રહેછે ખુશ ખુદાની રઝામા

થાયછે સાંભળીને દીલ ખુશખુશાલ
જયારે કોઈ કહે છે હુંછું મોજમજામા

છે દુઆ ખુદા સૌને રાખે ખુબ સલામત
તમે પણ રાખશો યાદ સલામને પોતાની દુઆમા

.બાળપણ અને જવાની..

હતા જ્યારે નાના ત્યારે મસલા પણ નાના હતા
રમતા દોસ્તો ભેગામળી છાનામાના હતા

જયારથી જરા મોટા શું થઈ ગયા છે
નાના મસલા પણ મોટા થઈ ગયા છે

રોજ ભેગા મળી જે દોસ્તો સાથે બેસતા હતા
એ પણ આજે એકમેકથી જુદા થઈ ગયા છે

હતા જે દોસ્તોના માથાના વાળ બીસ્કુલ કાણા
એ પણ હવે ધોળા થઈ ગયા છે

જે દોસ્તોમા કોઈ બીમારીનુ નામો નીશાન નહોતુ
એમાંથી કેટલાક બીમારીઓના શીકાર થઈ ગયા છે

જે દોસ્તો થઈ ગયાછે બીમારી ના શીકાર
એમની શીફા માટે હાથ મારા દરાજ થઈ ગયા છે

... સલામ લાજપુરી...